# સંસારરૂપી ભોજનથાળ

યાને

## ખુદાઈ તવક્કલ.

સંશોધક તથા પ્રકાશક,
માહીદાસ અંબાદાસ જોસી.
વકીલ, રાજ્ય ઇડર.

પ્રથમાવૃત્તિ, પ્રત ૨૦૦૦
સને ૧૯૨૩ સં. ૧૯૭૯

કીંમત ચાર આના.

# સંસારરૂપી ભોજનથાળ

યાને

## ખુદાઇ તવક્કલ.

સંશોધક તથા પ્રકાશક,


માહીદાસ અંબાદાસ જોસી.

વકીલ, રાજ્ય ઇડર.



પ્રથમાવૃત્તિ, પ્રત ૨૦૦૦

સને ૧૯૨૩ સં. ૧૯૭૯

કીંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

મહેરબાન માનવંતા દ્વિતિય મ્હાહારાજા,

## કુમારશ્રી લાલસિંહજી સાહેબ.

સંસ્થાન ઇડર, (મહીકાંઠા.)

વિદ્યાભ્યાસજ આપનું વ્યસન છે. રૈયતની ઉન્નતિ તરફ આપનું લક્ષબિન્દુ છે. રાજકુમાર છતાં અભિમાન રહિત છો. પ્રાણિમાત્ર તરફ આપની સમાનદૃષ્ટી છે એ વિગેરે ઘણા સદ્‌ગુણોથી. આકર્ષાઈ આ લઘુ પુસ્તક આપશ્રીની આજ્ઞાથી અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

શુભચિંતક,

માહીદાસ એ. જોશી.

# સૂચના.



આ નાનકડું પુસ્તક ખેડુતવગ અને બીજા મહેનતુ વર્ગમાં વંચાવી તેનો ભાવાર્થ સમજાવવા પ્રયત્ન કરશો એવી આ પુસ્તક વાંચનાર પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

આ પુસ્તક આળસુ અને સુસ્ત માણસોને કાંઈ પણ કિંમત લીધા વગર મફત આપવામાં આવશે. એટલે તેવા માણસોની માગણી ઉપરથી તુરતજ અમારા ખરચે પુહોંચાડીશું.

મળવાનું ઠેકાણું—

**માહીદાસ એ. જોશી.**

વકીલ, રાજ્ય ઈડર.

મુ. હીમતનગર (મહીકાંઠા.)

॥ હરિ ૐ ॥

# મંગલાચરણ.



પૂર્વાદિ દશ દિશાઓ અને ભૂતાદિ ત્રણ કાળ વિશે વ્યાપ્ત અને અવિનાશી, અનંત. ચૈતન્ય સ્વરૂપ સ્વયંભ્ પ્રકાશમાન, શાંન્તિમય એવા શ્રી પરબ્રહ્મ પરમાત્માને હું સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું.

આજે વસંત પંચમીનો શુભ દિવસ છે વસંત ઋતુની શરૂઆત થઈ ચુકી છે. આળસુ અને પ્રમાદી લોકોને માટે અનુકુળ એવા લાંબા દિવસો નજીક આવે છે? માદક પદાર્થ અને ગરમીના લીધે, સહેજ આળસી ગયેલા એદી લોકોને માટે આ એક ખાસ ઋતુ નિરમાણ થયેલી છે; તેના અવિચારી અને આળસુ પુરૂષો ભોગ થતા અટકે તે હેતુથી આ એક લઘુ પ્રયાસ કરવામાં આવે છે. તનો યોગ્ય સત્કાર થશે એવી મને સંપૂર્ણ આશા છે.

માહીદાસ-વકીલ.



## आलस ये, एक जिंदे आदमी की कब्रहै.

જગત્‌નિયંતા પરમકૃપાળુ પરમેશ્વરે આ સંસારરૂપી ભોજન થાળ નાના પ્રકારના પદાર્થોથી ભરીને પ્રાણી માત્રના ઉપયોગ માટે તૈયાર કર્યો છે. તે થાળમાં દરેક વસ્તુ બહુજ સંભાળપૂર્વક ગોઠવી છે તે વસ્તુઓનો વિવેકપૂર્વક ઉપયોગ કરવા પ્રાણી માત્રને છુટ આપેલી છે.

પરમાત્માને સાધારણે દર એક પ્રાણી પૈકી કોઇ વાહાલું કે અળખામણું નથી દરેક પ્રાણી તેને સરખાંજ છે. અને હકકો પણ પ્રત્યેકને સરખાંજ આપેલાં છે. જે માણસ ઉદ્યોગી અને સાહસી હોય છે તે, એ ભોજન થાળમાંથી જોઈતી વસ્તુ ગ્રહણ કરી શકે છે. પરંતુ પરમેશ્વરની એવી ઇચ્છા નથી કે; એ ભરી મુકેલા ભોજન થાળમાંથી જોઈતી વસ્તુ એની મેળે ઉડીને તે વસ્તુ ઇચ્છનારના મોઢામાં આવીને પડે ? પણ તેણે લાંબો હાથ કરી તે વસ્તુ ગ્રહણ કરવી જોઈએ. તે, શિવાય તે વસ્તુ મેળવવાને માટે તે લાયક ગણી શકાય નહીં.

જગત્‌ નિયંતાએ આપણા માટે નાના પ્રકારના પદાર્થોથી ભરીને આ જગત રૂપી ભોજન થાળ તૈયાર કર્યો છે; એટલુંજ નહીં પણ તે થાળમાંથી વસ્તુ ગ્રહણ કરવાને માટે હાથ પણ બનાવેલા છે. અને એ હાથોની વ્યવસ્થા પણ એટલી ઉત્તમ કરેલી છે કે, તે હાથ જોઇએ તે

પ્રમાણે લાંબા ટુંકા થઈ શકે છે. તથા હાથોના સાંધા તથા સીરાઓ અને આંગળીઓની ગોઠવણ પણ વસ્તુ ગ્રહણ કરવાની શક્તિ સાથે, વાળવાની અને ઉચકી મોઢા તરફ સહેલાઇથી-ભોજન લેઈ જઇ મોઢામાં મૂકવાની વખાણવા લાયક યુક્તી રાખેલી છે. વળી મોઢું પહોળું કરી તે વસ્તુ ગ્રહણ કરવાને માટે અને તે ચાવી પેટમાં ઉતારવાને માટે નાના પ્રકારના દાંત હાઢો અને બીજી જરૂરીઆત ઇંદ્રીઓ બનાવેલી છે. એટલુંજ નહિં પણ ગળાની ગોઠવણ પણ એજ પ્રમાણે નમીને વસ્તુ લેવાને માટે મોઢું હાથ સામે વાળી લેઇ જઇ શકાય તે માટે તે નમી શકે તેવી ગળામાં ચાંપો ગોઠવી છે. એટલો બધો ઉપકાર આપણા ઉપર દયાળુ પરમાત્માએ કરેલો છે તો પછી તેની ઇચ્છા એજ હોવી જોઇએ કે પ્રાણી માત્રે પોતે પોતાને જોઇતી વસ્તુ એ ભોજન થાળમાંથી પોતાની મેળે પોતાના હાથે લેઇ તેનો ઉપયોગ કરવો જોઈએ, અગર તે પ્રમાણે બુદ્ધિ અને ઇંદ્રિઓનો ઉપયોગ યાને ઉદ્યોગ નહી કરે તો તેવો માણસ કાંટા વિનાના ઘડીઆળ જેવો છે.

ભલે ઘડીઆળ ચાલુ હોય કે બંધ હોય પણ તેમાં કાંટા ન હોય તો તે વખત બતાવવાને માટે ચાલુ છતાં નિરૂપયોગી છે. તેવીજ રીતે હાથ, પગ, મ્હો, માથા અને નાના પ્રકારની ઇંદ્રિયો વાળો હરતો ફરતો પ્રાણી આળસુ યાને એદી હોય તો તેને માટે "કાંટા વિનાના

७८८१९



ઘડિઆળ" ની ઉપમા આપવામાં આવે તો તેમાં અતિશયોકતી નથી.

ઉપર જણાવેલા લેખકનું વાક્ય પણ આહવા પ્રકારના આળસુ માણસો માટે ખરેખર બંધ બેસતું છે. કારણ જીવતો માણુસ અગર ઉદ્યોગી ન હોય તો તે તેની ગણુના કબર અંદરના મડદા• જેવી જ હોઇ શકે. આ પહેલા નંબરના એદી છે.

આળસુ માણુસ હુમેશાં દેવનો અથવા ગ્રહદશાનો દોષ કાઢી મુકકદર યાને નશીબ ઉપર બેસી રહી બગાસાં ખાય છે. અને જ્યારે ને ત્યારે દેવ અથવા નશીબનો દોષ કાઢી પોતાના આળસુપણાનો બચાવ કરે છે. પરંતુ ખરી રીતે ઉપરના (દોષ કાઢવાના) વાકયો માત્ર આળસુ માણુસનાજ મોઢામાંથી નીકળી શકે છે. પરંતુ ઉદ્યોગી માણુસ કોઈ પણુ કાળે આવા નીરમાલ્ય શબ્દો બોલતાં જોવામાં આવતાં નથી. કારણ ઉદ્યોગીના શબ્દ કોષમાં તેવા શબ્દોનો અવકાશ હોતો નથી.

વળી કેટલાક માણુસો એવા પણુ જોવામાં આવે છે કે, જેઓ સતત પ્રયાસ અને ઉદ્યોગમાં મચી રહેલા છતાં પણુ જ્યારે ફળની પ્રાપ્તિ જોઇ શકતા નથી ત્યારે તેઓ દેવ કે ગ્રહદશા અથવા નશીબનો દોષ કાઢીને હારી બેસે છે. કારણુ તેમનું સુત્ર નશીબ અથવા દેવનો દોષ કાઢવાનું હોય છે. તેથી તેમની ગણુના બીજા નંબરના એદીઓમાં કરવી ઘટે છે.

હું ઉપર કહી ગયો છું તે પ્રમાણે સૃષ્ટિની રચના કરનારને કોઈ વાહાલું કે અળખામણું નથી. અને સાધારણે પ્રાણી માત્રને દરેક શક્તિ સરખી આપેલ છે. પરંતુ ફરક માત્ર તે શક્તિનો ઉપયોગ કરવામાં છે. આ બીજા નંબરના એદી યાને આળસુ માણસો, જે ઉદ્યોગમાં પ્રવર્ત્ત થાય છે, તેના પરિણામનો પૂર્ણ વિચાર કર્યા વિનાજ ગમે તે બાજુ નીષ્ફળ ઉદ્યોગમાં જોડાઈ જાય છે. પરંતુ સમય કે વસ્તુ-સ્થિતી જોવાની ઈચ્છા કે દરકાર કરતાજ નથી.

દાખલા તરીકે બીજા નંબરનો એદી એક આંબાના વિશાળ ઝાડ ઉપર કેરીની મોસમ નહિ છતાં આમ્રફળ મેળ-વવાની આશાએ પથ્થરો ફેંકે છે. અને તે એટલે સુધી કે, છેવટ થાકી નિષ્ફળ જાય છે અને એક પણ આમ્રફળ મેળવી શકતો નથી. ત્યારે દેવનો દોષ કાઢી નીરાશ થાય છે. પરંતુ ખરી રીતે તેનો આ ઉદ્યોગ વખત વિનાનો નકામો હોય છે. કારણ કેરીની મોસમ સિવાય આંબા ફળ મળી શકેજ નહિં એ દેખીતું છે. છતાં આ પ્રમાણે વિવેક વિચાર રહિત ઉદ્યોગ કરે અને તેમાં નિશ્ફળ જાય તો તેથી દેવ કે-નશીબને દોષ દેવો ઘટિ શકેજ નહિ.

ઉદ્યોગ હમેશાં સમજી વિચારીને કરવો જોઇએ કારણ ઉદ્યોગ કદિ વાંઝીઓ તો હોતોજ નથી—તેનું કાંઈ પણ સારૂં કે નરસું ફળ તો આવે ને આવેજ.

ત્રીજા નંબરના એદ્દી વળી હમેશાં ઉંધાજ પ્રયાસ કર્યા કરે છે. તેમનો ઉદ્યોગ તેમને પોતાને ખાય છે. અને તેમાં નિસ્ફળ થતાં અથવા તો તેમાંથી નુકશાનના ભોગ થતાં નશીબનો વાંક કાઢી પોતાના વિપરીત કે અવિચારી ઉદ્યોગનો ઢાંક પીછેડો કરે છે. દાખલા તરીકે—

એક ઉંદર• પોતે ખાવાની•વસ્તુ મેળવવાના હેતુથી એક બંધ કરેલા મદારીના સાપના કરંડીઆને કાપવાનો પ્રયાસ કરે છે. અને વાંસની ન્હાની સળીઓના બનેલા કરંડીઆને કાપી નાખે છે. અને જ્યારે તે કરંડીઆની અંદર પેસે છે; તો ખાવાની વસ્તુ મેળવવાને બદલે તે પોતે બીજાનો એટલે ( સાપનો ) ભક્ષ થઈ જીંદગી ગુમાવી દે છે. સારાંશ એ• કે; ઉદ્યોગ હમેશાં વિચારપૂર્વક સીધ્ધી અને સરળ રીતે કરવો જોઈએ. ખામુંખાં જે રસ્તે નુકશાની અથવા નિસ્ફળ થવાનો દેખીતો સંભવ હોય તે દિશામાં પ્રયત્ન કરતાં કાંઈ સારા ફળની પ્રાપ્તિ થતી નથી પણ ઉલટું વિપરીત ફળ કે પ્રશ્ચાતાપનુંજ કારણ મળે છે. તેવે પ્રસંગે નશીબ કે દૈવનો દોષ કાઢી–જુઠો બચાવ કરવો એ નીરમાલ્યતા છે.

ઉદ્યોગથી હમેશાં મનને શાંન્તિ મળે છે. જ્યારે દૈવ અથવા નશીબ ઉપર બેસી રહેવાથી મનને અધીરતા અને જડત્વ પ્રાપ્ત થાય છે. ઉદ્યોગના યોગે કરીને મનની આશાઓ

પૂર્ણ થાય છે. જ્યારે નશીબ અથવા દેવના ભરૂશે બેસી બગાસાં ખાવાથી નીરાશા અને સંકટ ઉત્પન્ન થાય છે.

હું ઉપર વિવેચન કરી ગયો છું તે પ્રમાણે પરમેશ્વરે આ જગત રૂપી નાના પ્રકારના પદાર્થોથી ભરીને તૈયાર કરેલ ભોજન થાળમાંથી માત્ર ઉદ્યોગી પ્રાણીજ જોઈતી વસ્તુ ગ્રહણ કરી શકે છે. પરંતુ આળસુ, તે મેળવી શકતો નથી. કારણ તેનો સીધાન્ત તો દેવ અથવા નશીબ ઉપર અવલંબિને રહેવાનો હોય છે.

આ સ્થળે ઉદ્યોગની સંક્ષિપ્તમાં વ્યાખ્યા કરી બતાવવાનું મને દુરસ્ત લાગે છે.

"उद्योग" એ એક અર્થ વાચક શબ્દ છે તેની વ્યાખ્યા મ્હારી અલ્પ બુદ્ધિ પ્રમાણે "उदययोग" એટલે ઉદય થવાનો યોગ એ પ્રમાણે થાય છે.

"उद्योग" એ શબ્દમાં જ્યારે ઉદય થવાનો યોગ એટલે "ઉદય" એ શબ્દનો સમાવેશ થાય છે. તો પછી તેના આગળ દેવ કે નશીબ શું વસ્તુ છે? તે કળી શકાતું નથી. અગર આળસુ માણસોના માટે દેવ અથવા નસીબ એ શબ્દો શબ્દ કોષ કરતાઓએ નીરમાણ ન કર્યા હોત તો એવા આળસુ માણસોના બચાવ માટે આગળ ધરવા બીજું સાધન મળવું અસંભવિત હતું.

"ઉદ્યોગ"ની વ્યાખ્યા જો કે હું ઉપર કહીગયો છું.

પરંતુ તેનું સ્પસ્ટીકરણ જરા વિવેચન સાથે કરવામાં આવે તો તેનું સ્વરૂપ કાંઇક વધારે સ્પષ્ટ થાય.

ઉદ્યોગની માતા ઇચ્છા છે અને તેનો પીતા જ્ઞાનજ હોઇ શકે. અને જ્ઞાનની માતા સંગતી કલ્પીસું તો તેમાં કાંઇ ખોટું નથી. એટલે કે જેવી સંગતી તેવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને જે પ્રમાણે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેવીજ ઇચ્છાનો અંકુર ફુટે છે; અને તે ઇચ્છાને અનુસરી ઉદ્યોગ કરવામાં આવે છે.

ઇચ્છા અને ઉદ્યોગ એ બે નીરાળી વસ્તુ હોઇ શકેજ નહિં પણ તેમની વચ્ચે કાર્ય કારણ સંબંધ છે. પ્રાણીની કોઈ પણ પ્રવૃત્તિ યાને ઉદ્યોગ તેવી ઇચ્છા વિના હોઈ શકેજ નહિ. એ વાત પ્રત્યેકને અનુભવ સીદ્ધ હોવીજ જોઈએ કે પહેલાં ઇચ્છા ઉપજ્યા પછીજ તદાનુસાર પ્રયત્ન થતો હોય છે. એટલે ઉદ્યોગ એ ઇચ્છાનું કાર્યજ હોય છે. સારાંશ કે સારા ઉદ્યોગનું સારૂં ફળ મળે છે અને નઠારા ઉદ્યોગનું નઠારૂં ફળ મળે છે. ત્યારે નશીબ એટલે શું ?

"નશીબ"ની વ્યાખ્યા મ્હારી સમજ પ્રમાણે "મનમાં જે વસ્તુ મેળવવાની ઇચ્છા થઇ હોય તે વસ્તુ પ્રાપ્ત કર-કરવાને માટે કરેલો ઉદ્યોગ અને તેનું ફળ.

અને "દૈવ" ના સંબંધમાં તો ચોખ્ખું સીદ્ધાંન્ત છે કે;-

॥ श्लोक ॥

**शुभेन पौरुषेणाशु शुभमा साद्यते फलम् ।**
**अशुभेनाशुभे नित्यं दैवान्ना मन किंचन ॥**

અર્થાત—સારા પ્રયત્નનું સારૂ ફળ પ્રાપ્ત થાય છે અને નઠારા પ્રયત્નનું નઠારૂં ફળ મળે છે. તો પછી "દેવ" એ શબ્દનો અવકાશજ રહેતો નથી.

એક યુરોપીઅન ગ્રંથ કરતા લખે છે કે;—

**चक्कीका पथ्थर ओर मनुष्यका हृदय याने मन हमेसां चक्राकार फीरता रहता है, अगर जो उसके समिप पीसनेकी कुछ वस्तु न होवे तो अवश्य वो अपने अंगको पीस डालता है ।**

W. L.

લેખકનો ઉપરનો વાક્ય સર્વાંશે સત્ય છે. ઘંટીના ફરતા પડોમાં દળવાનું કાંઈ ન હોય તો ખચીતજ તે બન્ને પથ્થરોના પડો ઘસાઈ જઈ નીરઉપયોગી થાય છે. તેવીજ રીતે પ્રાણી માત્રનું નીરંતર ચક્રાકાર ફરતું મન અગર તેના માટે મહેનત કે ઉદ્યોગ રૂપી દળવાનું કાંઇ નહી મળે તો બેશક તેનું શરીર ખવાઈ જઈ ઉપયોગ વિનાનું બની નષ્ટ થાય તે અસંભવતિ નથીજ.

નીરઉધમી યાને આળસુ માણસને એક નર રૂપે પશુની ઉપમા આપી શકાય છે અને તે માત્ર તેના કુટુંમ્બને માટે નહિ પણ જનસમાજને માટે પણ ભારરૂપ છે.

આળસુ માણુસને વખતની કિંમત હોતી નથી તો પછી તેના જાતની (એટલે જીવનના વખતની) કિમત શું ટાંકવી? જવાબ મીંડુ ०. (કારણ–જ્યારે આળસુ માણુસને વખતરૂપી તેના જીવન ક્ષણોની કિંમત તેને પોતાનેજ હોઈ શકતી નથી ત્યારે જગત કે જન સમાજમાં તેના જીવનની કિંમત ગણાવવી સંભવિતજ નથીઃ

આ સંસારને વિષે આળશ રૂપી અનર્થ અગર ન હોત તો વિદ્વાન અને શ્રીમંત થયા વગર કોણ રહેતું? માત્ર આળસનાજ યોગે કરીને આ પૃથ્વી મોટે ભાગે નરરૂપી પશૂથી--અને નીરધનતારૂપી દુઃખથી ભરેલી છે. તે સંબંધમાં

॥ श्लोक ॥

आलस्यं यदिनभ वज्जगत्यनर्थः ।
कोनस्याद्बहु धनको बहुश्रुतो वा ॥
आलस्यैरिय मवनिः स सागरांता ।
संपूर्ण नरपशुभिश्च निर्धनैश्च ॥

દૈવ અથવા નશીબ એ દુનીયામાં કાંઈજ વસ્તુ નથી કારણ જેવા જેવા પ્રયત્નો કરીશું તેવા ફળ મેળવી શકીશું આ ઉપરથી તો "દૈવ" અથવા "નશીબ" એ તો મ્હારી સમજ પ્રમાણે પ્રયત્ન યાને ઉદ્યોગજ હોઈ શકે. વળી કહ્યું છે કે;—

॥ श्लोक ॥

उद्योगान्नास्ति दारिद्र्यं, जपतो नास्ति पातकं ।
मौनच कलहो नास्ति, नास्ती जागरतो भयं ॥

ઉપરના શ્લોકમાં કહ્યું છે. તે પ્રમાણે જ્યારે ઉદ્યોગથી દારીદ્રતાનો નાશ થાય છે, તો પછી ઉદ્યોગ એજ કલ્પ-વૃક્ષ છે. મનુષ્ય યત્ન ફળ એનેજ દૈવ કીંવા નશીબ કહીયે તો ચાલે તેમ છે.

આળસુ લોકો કે જેઓ દૈવ અથવા નશીબના ભરૂસે બેસી રહેનારાઓને 'માટે' મ્હારે કહેવું જોઈએ કે દૈવ અથવા નશીબ એ કાંઈજ બીજી વસ્તુ નથી પણ આપણીજ સ્થિતિ અને તે સ્થિતિ બદલવાને માટે આપ-ણીજ કૃતી યાને ઉદ્યોગ એજ દૈવ અથવા નશીબ રૂપ હોઈ શકે;–દાખલા તરીકે,—

ધારો કે નશીબ એ એક માટીનું બનાવેલું ગોળું, છે. અને આપણી કૃતી યાને ઉદ્યોગ એ એક કારીગરનો હાથ છે. તે હાથ વડે (યાને ઉદ્યોગ વડે) તે માટીના ગોળામાંથી આકૃતી યાને આકાર બનાવીશું તે પ્રમાણે તેનો આકાર યાને સ્વરૂપ બનવા પામશે–અને જે પ્રમાણે તે કારીગરની ઇચ્છા હશે તે પ્રમાણે તે કારીગરનો હાથ તે માટીના ગોળામાંથી આકાર યાને સ્વરૂપ બનાવી તેની ઇચ્છા અનુસાર તેનો ઉપયોગ કરશે. મતલબ કે ઇચ્છા

પ્રમાણેના ઉદ્યોગથી તેને સારા નરસાં ફળ મળી શકે છે. તેનેજ નશીબ કે દૈવની સંજ્ઞા અપાશે તો તે માનવા યોગ્યજ છે. કારણ—

જે વાસનાઓ યાને ઈચ્છાઓ પ્રથમ આપણા મનમાં ઉદ્‌ભવે છે, તેજ કર્મ રૂપમાં યાને ( પ્રયત્ન અથવા ઉદ્યોગથી પરિણામને પામે છે.

મનુષ્ય માત્રમાં જે વાસના અથવા ઈચ્છાઓ હોય છે તેજ પ્રમાણે તે કર્મ યાને ( પ્રયત્ન ) કરે છે; એટલે વાસના યાને ઈચ્છા જુદી અને ઉદ્યોગ જુદું એમ કદાપી કાળે હોઈ શકેજ નહિં.

જે માણસને ગામડામાં જવાની ઈચ્છા હોય છે તે ગામડામાં જાય છે. અને જેની ઈચ્છા વિશાળ નગરમાં જવાની હોય છે. તે નગર તરફ જાય છે, એટલે જેવી જેની ઈચ્છા તેવો તે પ્રયત્ન કરે છે.

જે પ્રમાણે ફળ મેળવવાની પ્રબળ ઈચ્છા અને તેથી તે દિશા તરફ કરેલ ઉદ્યોગ યાને કર્મ તેનેજ આપણે દૈવ અથવા નશીબ કહીશું તો તેમાં ખોટું નથી. સારાંશ કે દૈવ એટલે વાસના અથવા ઇચ્છા અને ઇચ્છાનાજ કાર્ય-રૂપ ઉદ્યોગ એટલે નશીબ થાય છે. શિવાય દૈવ અથવા નશીબ એટલે કાંઈ ઇત્તર વસ્તુ નહિજ.

એક સાયર કહે છે કે,—

**आळसु मगज ये एक सेतानका कारखाना है ।**

હું નવ યુવક આળસુ મદમાતા એદીઓને મકકમ પણે પુછવા માંગું છું કે, આ સંસારને વિશે જનસમાજની પેઢીમાં એક પઈસાનો પણ ઉમેરો કર્યા વિના બીજાની મહેનત અને ટપકતા પરશેવાથી મેળવેલા રોટલા ખાઈ બેસી રહેવાનો તમને શો અધીકાર છે ? જવાબ આપો. સમજો અને વિચારો, વખતની કિંમત આંકો. અગર તમારૂં બોજા રૂપ જીવન લંબાવવાને પૃથ્વી અન્ન અને જળ (પાણી) ન આપે તો તમારી શી દશા થવાની.

એક યુરોપીન લેખક કહે છે કે,—

**कुछभी प्रयत्न अथवा उद्योग न करना यह एक बुरा काम करनेकी शीरू उम्मेदवारी है ।**

આળસુ માણસો ઘણું કરી એવી ટેવવાળા હોય છે કે; કાંઈ પણ કામ કે ધંધા વિના જ્યાં ત્યાં ફર્યા કરે છે સરીઆમ રસ્તા કે શેરી અથવા મોહોલ્લાને નાકે જઈ ઉભા રહે છે. વગર કામે ફાવે ત્યાં રખડતા ફરે છે. કામકાજની કાળજી રાખતા નથી. કાલે અથવા પરમ દીવશે કામ કરીશું એહવો પ્રમાદ અને આળસ રાખી ખાઇને સુઇ રહે છે. કોઇ મળવા આવનાર સાથે કલાકોના કલાકો સુધી નીર ઉપયોગી ગપાટામાં નીરર્થક જીવન ગુમાવે છે

કારણુ વિના પત્રો લખે છે. હર એક કામ આળસથી મુદત્ત ના માળખે ઠેલે છે. અને કદાચ કાંઈ કામ કરે તો તે અધુ-રૂજ કરે છે. એકલા હોય ત્યારે નીદ્રાનું જ આરાધન કરે છે. સવારે પથારીમાંથી મોડા ઉઠે છે. નકામી અને નાના પ્રકારની હવાઈ કલ્પનાઓ કર્યા કરે છે. મીથ્યા તડાકા માર્યા કરે છે. બગાસાં ખાધા કરે છે. વિગેરે ટેવ વાળાઓને ગ્રંથ-કર્ત્તાઓએ આળસુ માનેલા છે. (સ. સા.)

એક દીવસ અથવા કલાક કે એકાદ મીનીટના આળ-સથી—આપણે કેટલું બધુ નુકશાન વેઠવું પડે છે તેના દાખલા આપવા બેસીએ તો ઘણા છે. પરંતુ ટુંકામાં ત્રણ દાખલા આ નીચે ટાંકવામાં આવે છે.

(૧) ધારો કે આપણે ઘરનો વિમો ઉતરાવવા વિચાર કરીએ છીયે—અને આજને બદલે કાલે વિમો ઉત-રાવીશું—એ પ્રમાણે આળસ રાખતાં જે ઘરનો વિમો ઉતરાવવાનો હોય છે તે ઘર આજેજ બળી જાય છે.

(૨) એક નોકરીની જગ્યા ખાલી છે. તે નોકરી ઉપર ચઢવાની આપણી ઈચ્છા છે. તે માટે આવતી કાલે અરજી મોકલીશું ? એહવા આળસુ વિચારમાં રહે-વાથી તે નોકરી વાળી જગ્યા આજેજ પૂરાઈ જાય છે.

(૩) આપણે રેલવેમાં મુસાફરી કરવાની ઈચ્છા છે અને તે માટે સ્ટેશન ઉપર જવાનું છે. ત્યાં જતામાં માત્ર

એકાદ મિનિટનું આળસ રાખીશું તો તેટલામાં ગાડી ઉપડી જશે અને આપણને નિરાશ થવું પડશે.

સારાંશ કે, આળસ એ કેટલો બધો નુકશાન કરનાર આપણો કટ્ટો દુશ્મન છે. તે ઉપરની હકિકત ઉપરથી સાફ જણાયા વગર રહેશે નહિ. એક ઇંગ્રેજી વિદ્વાને કહ્યું છે કે. પડી રહેલું લોઢુ જેમ કાટથી ખવાઈ જાય છે તેમ નીર ઉદ્યોગી માણસ આળસથી ખવાઈ જાય છે.

પ્રાણી માત્રનું મગજ હમેશાં સતત પ્રવૃત્તી વાળું હોય છે અને જો કદાચ આપણે તેને સદ્ વિચારમાં-અથવા સદ્ ઉદ્યોગમાં રોકતા નથી તો તે મગજ પોતાની જાતનોજ ભક્ષ કરી જીવન તત્વોને હોઇઆ કરી જાય છે. નિશ્ચિત કાર્ય અથવા ઉદ્યોગ વિનાનો માણસ કે જેનું હૃદય આળસ રૂપી કીડા કોતરી ખાય છે. અને કદાચ તે વળી રોગનો ભોગ પણ થઈ પડે છે. નીરાશા ઉદાસી અને જડત્વ તેના ઉપર હલ્લો કરે છે. અને છેવટ તેના સર્વ સુખો હરી લઈ પાયમાલ કરી નાખે છે.

હું ઉપર કહી ગયો છું તે પ્રમાણે આળસુ માણસો એક મુડદા કરતાં વિશેષ ઉપયોગી નથી. બલકે જન સમાજને મુડદા કરતાં તેઓ અનેક પ્રકારે બોજા રૂપજ થતા હોય છે. એટલુંજ નહી. પણ તેઓ મુડદા કરતાં વધારે જગ્યા રોકે છે. હમેશા જે દૈવ અથવા નશીબના ભરૂસે

બેસી રહી વગર મહેનતે નાણાની અથવા જોઈતી વસ્તુની ઈચ્છા રાખનારા હોય છે. તેઓ કદાચ જોઈતી વસ્તુ કે નાણા વગર મહેનતે મેળવતાં વગર ભાડાની કોટડીમાં સંખ્યા બંધ જતા જોવામાં આવ્યા છે. અને આવે છે. એક યુરોપીઅન ગ્રંથ કર્ત્તા લખે છે કે,–

जो उत्तमसे उत्तम काम करनेकी तेरी शक्ती हो, वोह काम जब तक तुं तेरे हाथ न करले तब तक बिना विश्रांतिके परिश्रम करता रहे।

અર્થાત ઉત્તમ કાર્યો કરવામાં પ્રવર્ત્ત થઈ તે કામ તમો ચોક્કસ રીતે તમારા પોતાના કાબુમાં કરી ન લો ત્યાં સુધી વિશ્રાંન્તિ લીધા વિના પરિશ્રમ કરતા રહેજો.

વળી કહે છે કે;—

अगर तुम आळसु ओर प्रमादी हो तो विनाशके रास्ते पर हो, के जीस रास्तेसे हटानेके लिये कुछ हथीयार या साईन बोर्ड मोजुद नहि है, येह रास्ता नहिं है बलके एक ऊंडी खाई है।

આ સ્થળે મને જગતનિયંતા પરમેશ્વરની દયા યાદ આવે છે. હરેક પંકતી અથવા દરજ્જાના માણુસ ઉપર દયાળુ પરમાત્માએ કાંઇને કાંઈ કામનો બોજો નાંખેલો છે તે શિવાય કાંઈ પણુ વસ્તુ પ્રાપ્ત કરવાને નીર ઉદ્યમી માણુસને હક્ક નથી.

જેવી રીતે ખેતીના કરનારને માટે ખેતર સાફ કરી ખેડાણ કર્યા શિવાય ઘઉં કે બીજું અનાજ પકવી, મેળવી શકાતું નથી તેવીજ રીતે પરિશ્રમ કર્યા શિવાય ઇચ્છિત વસ્તુ કે સુખ મળવું આ જગતમાં સંભવિત નથી. આ સંબંધમાં એક કવી લખે છે કે,—

॥ दोहा ॥

उदेराज उद्यम कीयां, सब कुछ होत तैयार ।
गाय भैंस कुळमे नहिं, दुध पीये मंजार ॥

અર્થાત—ઉદ્યમ યાને ઉદ્યોગ કર્યાથી હરેક વસ્તુ મેળવી શકાય છે. જેમકે બીલાડીના કુળમાં ગાય કે ભેંસ હોતી નથી છતાં પોતાના ઉદ્યોગથી દુધ પી શકે છે.

એક યુરોપીઅન સાયર કહે છે કેઃ—

जब तक तुम एक मिनिट या सेकंड मेसे अपना काम अछी तरांहसे खुब खींच खींचकर न निचोळ लो तब तक उस वख्तको पसार होने मत दो ।

વખત એ એક અમુલ્ય મોતીઓથી પરોવેલી માળા છે. હરેક સેકન્ડ, એ, એ માળાનો કિમતી મણકો છે. એ મણકાને તેનો લાભ લીધા શિવાય નીરર્થક એ માળામાંથી-સહીને પડી જવા દેશો નહિ.

ઇંદ્રપદ જેવી પણ ગુમાવેલી બીજી હરેક વસ્તુ યોગ્ય પ્રયત્ને પુનઃ પ્રાપ્ત થવી અશક્ય નથી-પણ ગુમાવેલો વખત

પુનઃ પ્રાપ્ત થવો શકયજ નથી—અર્થાત્ જેના કરતાં કિંમતી આ જગતમાં બીજી કોઈ વસ્તુ નથીજ તેવા વખતની એક પળ પણ નકામી જાય તેના જેવું ભારે બીજું નુકશાન નથી.

આળસુ માણસોની ટેવો હું ઉપર દરશાવી ગયો છું તે છતાં આપણે ચાલુ વ્યવહારમાં પણ ઘણા આળસુ માણસો જોઈ શકીયે છીએ. જેવાં કે;—

( A ) એક ગુમાસ્તીનો ધંધો કરનાર ગુમાસ્તો આખી જીંદગી ભર ગુમાસ્તીનોજ ધંધો કરવાનું પસંદ કરશે—પણ તે પોતે કોઈ પણ દિવસે શેઠ થવાની આશા રાખશેજ નહિં કારણ શેઠ થવામાં તો વખતની કિંમત અને સતત ઉદ્યોગની જરૂરીયાત હોય છે. વળી,

( b ) ખેડુ વર્ગમાં પણ ? ખેતી કરનાર પોતે બંટી બાવટો કે કોદરા વિગેરે કુસ્ક ધાન્ય પેદા કરી તે ઉપર ગુજરાંન ચલાવવા ટેવાયા હોય છે—તેઓ કોઈ દીવસે બાજરી મકાઇ કે ઘહુંં પેદા કરવા તરફ લક્ષ આપતાજ નથી અને જેઓ ઘહુંં વિગેરે પેદા કરનારા ખેડુ હોય છે તે વરીઆળી—જીરૂ—કે અળશીની ખેતી યાને કિંમતી વસ્તુ પેદા કરવા તરફ લક્ષ આપતાજ નથી કારણ તેમ કરવામાં ખેતર સુધારવાની અને ખાતર નાખવા વિગેરેની માથાકુટ યાને ઉદ્યોગની જરૂર હોય છે. એટલુંજ નહિ પણઃ—

( c ) જરા ભણ્યા એટલે માત્ર પેટ કે કુટુંબના

ગુજરાનના માટે નોકરીમાં જોડાવવાની દિશા સુઝે છે. એટલુંજ નહિ પણ જે નોકરીથી-પોતે પગાર મેળવે છે તે એટલો બધો ટુંકો હોય છે કે; પોતાના કુટુંબના મામુલી ખોરાક ખર્ચને માટે પણ પોહોચી વળવા પૂરતો હોતો નથી-ખેર નોકર રહ્યા. અને તે પણ ટુંક પગારમાં તેની ચીન્તા નહિ પણ નોકરી ઉપર જતાં પહેલાંનો તેમજ નોકરીથી પાછા ફર્યા પછીનો લાબો પહોળો વખત જેની મ્હે એક સેંકડની કિંમત મોતીના કિમતી મોટા મણકા જેટલી આંકી છે તે, પાછો હાથ ન લાગે તેવો કિમતી વખત આળસ અને પ્રમાદમાં, અથવા આડા અવળા અથડાવામાં કે, ગપાટા હાંકવામાં કાઢે છે. પણ તે વખતનો બીજી રીતે લાભ લેઇ શકતા નથી-એ તેમના આળસનુંજ પરિણામ છે. એટલુંજ નહિ પણ જેઓ કારકુની કરે છે. તેઓ સીરસ્તેદાર થવાની ઉમ્મેદ સ્વપ્ને પણ કરતા નથી-અને જે સીરસ્તેદારો છે-તે ઑફીસર થવાની ઉમેદ રાખતા નથી. મતલબ કે; પોત પોતાની જીંદગીનો કિમતી વખત એક નીચ નોકરીમાં ગાળી સંતોષ માને છે અને મોતીના કિંમતી મોટા કણ રૂપી વખતની માળામાંથી-મોતીના મણકા દેખીતી આંખે સરી જવા દેતાં પ્રમાદથી તેનો વિચાર પણ કરતા નથી અને તેથી એવા ઘણા માણસો જોવામાં આવે છે કે, જેઓ સમય જેવી કિમતી વસ્તુ નિરર્થક ગુમાવવા માટે પાછળથી પશ્ચાતાપ કરતા હોય છે. ઉદ્યોગી

માણુસ કદીપણુ ભીખારી કે કંગાલ સ્થીતીએ પહોંચતો નથી–જ્યારે નીર ઉદ્યમી માણુસ કંગાલીયતને આમંત્રણુ કરી. ( ભુવાજી ) ભૂખને ભેટે છે.

એક નીર ઉદ્યમી માણુસ જ્યાં ત્યાં એહવી–ફરીયાદ કરતો જોવામાં આવે છે કે મને પેટ ભરી ખાવા પુરતું અન્ન મળતુ નથી–જ્યારે ઉદ્યોગી માણુસ તેનો જવાબ આપે છે કે; અમને પણુ એની મેળે અન્ન મળતું નથી પણુ તે મેળવવા માટે ઘણીજ મહેનત અને ઉદ્યોગ કરવા પડે છે. ( સ. સા. ) કારણુ જગતનિયંતા પરમેશ્વરનો આ એક સાહી ફરમાન છેકે; જે માણુસ ઉદ્યોગ અને સતત પ્રયાસ કર્યા કરશે તે મારા તૈયાર કરેલા આ જગત રૂપી ભોજન થાળમાંથી જોઈતી વસ્તુ મેળવી સુખી થશે–પરંતુ નીરં ઉદ્યમી અને આળસુ છે–તેમને એ થાળ ને અડવાનો તો શું ! પણુ. સામુ જોવાને પણુ અધીકાર નથી.

આપણુા શરીરની પ્રકૃતી પણુ હમેસાં સૂચવે છે કે જો તમે થાકીને લોથ થઇ જાઓ ત્યાં સુધી સતત ઉદ્યમ કરી પરીશ્રમ ઉઠાવશો તોજ હું તમને–સુમધૂર અને આરોગ્ય દાયક નીંદ્રા તથા કડકડતી ભૂખ આપીશ કે જેનુ સુખ આળસુ અથવા પ્રમાદી માણુસો સ્વપ્નમાં પણુ ભાગ્યેજ ભોગવતા હોય—

જે માણુસો મહીના કે વર્ષો સુધી પોતાના હાથ–ગજવામાં નાખીને ટટાર ઉભા રહે છે. તેવા આળસુ અને નીર

ઉદ્યમી માણુસોના હાથ છેવટે બીજાના ગજવામાં પડે છે- યાને ચોરી કરતાં શીખે છે. અને વગર ભાડાની કોટડીની જેલ જાત્રા તેમને કરવી પડે છે. ( સ. સા. )

વળી એક ગ્રંથ કર્ત્તા લખે છે કેઃ—

निरउद्यमी मनुस्योंकी मुलाकातसें धंधाधारीयाने उद्यमी मनुष्योंको जीतनी हानी यानें नुकसान पहुंचता है उतना ओर कीसीसें नहिं।

જ્યાં સુધી તમારૂં શરીર નીરોગી છે. હાથ પગ વિગેરે ઇંદ્રીયો શશક્ત છે. મગજ કામ કરી શકે તેવું છે. ત્યાં સુધી ધંધા વિના વગર ઉદ્યમે આ જમીન ઉપર નવરા ઉભા રહેવાનો તમને બીલકુલ-હક્ક નથી.

સમય યાને વખત એ એક અલક્ષ્ય વસ્તુ છે તે વખતને સારો નરસો બનાવવાની કુંચી પણ તમારાજ હાથમાં છે. એક સીધી અને સરળ દિશાએ નીતિ યુક્ત ઉદ્યોગ કરનાર એ વખતને સરસમાં સરસ બનાવી શકે છે. જ્યારે નીરઉદ્યમી આળસુ અને નીશાબાજ પ્રમાદી માણસ એજ કિંમતી વખતને કંટાળો ઉપજાવનાર ખરાબમાં ખરાબ બનાવે છે.

મારા આળસુ અને પ્રમાદી ભાઈઓ વખતની કિંમત મેં એક સેકન્ડની મોતીના મોટા અને કિંમતી કણ જેટલી આંકેલી છે તે તદ્દન ખરી માનજો. ગુમાવેલું મન ઉદ્યો-

ગથી મેળવી શકશે પણ ગુમાવેલો કિમતી વખત–કદી કોઈ પણ કાળે મેળવી શકશો નહિ.

હાલમાં કેટલાક વીર પુરૂષો નિશ્વાર્થ સતત ઉદ્યોગમાં રચી મચી રહ્યા છે. શરીર કે પ્રતિષ્ટાની દરકાર રાખતા નથી અને મહાન પુરૂષો તરીકે પુજાય છે. તે દાખલાઓ અત્રે ટાંકવાનો મ્હારો ઉદ્દેશ નથી—પણ મ્હેં એક ઇંગ્રેજી બુધવારીયામાં વાંચ્યું હતું કે પાશ્ચિમાત્ય દેશમાં કેટલાક એવા કારીગરો અને કામ કરનારાઓ છે કે, તેમને એક કલાકના બે પાઉંડ એટલે ત્રીસ રૂપીઆ જેટલો મહેનતનો બદલો મળે છે. અને તેઓ એટલા બધા ઉદ્યોગી છે કે પોતાના શરીરનું પણ ભાન રાખ્યા વગર ઉદ્યોગમાંજ પોતાની જીંદગી ગાળે છે. પરંતુ કુદરતના નિયમો તો તેમને પણ લાગુ છે. જેવા કે ખાવું પીવું ઉંઘવું વિગેરે; તે માટે એમણે એવી પદ્ધતી રાખી છે કે; માત્ર ત્રણ કલાક ઉંઘવું. તે વળી જ્યાં બેઠા હોય ત્યાંજ ખુરસી ઉપર—અને પોતે પોતાના હાથે કામ કરે જવું અને બીજો પાસે રાખેલ નોકર તેને ખાવાનો ખોરાક તેના હાથે ખવડાવે છે કામ કરતા જાય છે. અને ખોરાકનું કોળીયું ચાવી પેટમાં ઉતારતા જાય છે. આહવા પ્રકારના ઉદ્યોગી માણસો આપણા હિન્દુસ્થાનમાં તો જોવામાં આવતાજ નથી પણ ઘણે ભાગે એહવા જોવામાં આવે છે કે; એક કલાક કઠણ મહેનતનું કામ કર્યું હોય તો નિ-

ફ્રસમેન્ટ યાને વિશ્રાંન્તિ માટે છ કલાક જોઈએ.

આળસ એ શરીર વિશે મહાન શત્રુ છે. અને તેનો સંહાર કરવા માટે ઉદ્યોગ એ એક સરસ હથીઆર છે.

હું ઉપર કહી ગયો છું તે પ્રમાણે આ જગત રૂપી ભોજન થાળ દરેક વ્યકતી માટે તૈયાર અને મોજુદ છે અને તે થાળમાં એટલી.બધી તૈયારી છે કે તે કુબેરના ભંડાર પ્રમાણે ખુટવાની નથી. પરંતુ જેમ જેમ તે વસ્તુનો ઉપયોગ થઇ વપરાતી જશે તેમ તેમ એ થાળમાં નવી નવી વસ્તુઓનો ઉમેરો થતોજ રહેશે.

આળસુ અને પ્રમાદી ભાઈઓ ખાત્રી રાખજો કે એ સંસાર રૂપી ભોજન થાળ અંદરની દરેક વસ્તુ પ્રાણી માત્રના ઉપયોગ માટે નિરમાણ કરેલી છે. અને તે ગ્રહણ કરવા તમને પણ સ્વતંત્ર હક્ક છે. પરંતુ તેને માટે પ્રયત્ન રૂપી તમારો હાથ લંબાવવો જોઇએ કે જે હાથ ઉપર તમારો સંપૂર્ણ કાબુ છે. પણ તે હાથને લાંબો ટુકો કર્યા શિવાય એ થાળમાંની કોઈ પણ વસ્તુ તમને પ્રાપ્ત થવી મુશ્કેલ છે. એક સાયર કહે છે કે;

**नीराशाके लिये सिर्फ आळसु मनुष्यही सजा हुवा महेल है ।**

જેવી રીતે રોગને રહેવાને માટે આ શરીર રૂપી ઘર સીવાય બીજુ સ્થાન નથી—તેવીજ રીતે નીરાશા રૂપી રોગને

રહેવાને માટે આળસુ મનુષ્યરૂપી સજ્જ થયેલ બીજો મહેલ નથી-કારણ-નીરાશારૂપી રોગ આળસુ માણસોને હમેશાં લાગુ રહે છે અને જ્યાં સુધી તે રોગ અસાધ્ય થઈ નીરધનતા અને કંગાલીયતરૂપી મહાન રોગનો ભોગ થઈ પડે છે.

—ભાવાર્થ—

આપણે આપણું પોતાનું પોષણ કરવું છે. એટલું જ નહિ પણ આપણા આધાર ઉપર રહેલા સંખ્યા બંધ કુટું-બના માણસોનું પોષણ કરવાનું છે વ્યવહારીક ખરચો કાઢવાના છે-જમાનો બારીક છે દરેક જરૂરીયાત વસ્તુઓ મોઘી છે-તેવા સમયમાં અગર આળસ રાખી-મડદાની પેઠે આળસ રૂપી કબરમાં ગોંધાયા રહેશો તો એહવો કોણ નવરો માણસ છે કે; તમને તે કબર અંદરથી બહાર કાઢવા માથાકુટ કરશે તેનેજ માટે

આ—

## સંસાર રૂપી ભોજન થાળ

યાને

## ખુદાઇ તવક્કલ—નામનું

પૂસ્તક છે.

